રૂઘનાથદાસ કૃત. 

# વાલાજીના મહીના.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા. ચીમનલાલ લલ્લુભાઈ બુકસેલર.**

ઠે. માણેકચોક—અમદાવાદ.

—(૦)—

શ્રી પ્રજાહિતાર્થ મુદ્રણાલયમાં પટેલ સોમાભાઇ
દલપતરામે છાપ્યું. ઠે. શાહપુર નવીપોળ—અમદાવાદ.

આવૃત્તિ ૬ ઠી. સને ૧૯૨૬ પ્રત ૪૦૦૦.

કીમત ૦—૨—૦

### અથ શ્રી વાલાજીના મહીના લખ્યા છે.

કારતક મહીને મહેલી ચાલ્યા કંથરે વાલાજી,
પ્રીતલડી તોડીને આણ્યો અંત મારા વાલાજી;

પેઉજી મારા શું ચાલ્યા પરદેશ વાલાજી,
મંદીરીઆમાં મેલ્યા બાળેવેશ મારા વાલાજી;

મર દરીયામાં મુજને મેહેલી વહેતીરે વાલાજી.
નાવડલી ધાતો હું નવ લેતી મારા વાલાજી;

જાણ્યું જે ઉજળું એટલું દુધરે વાલાજી,
જાવાને દીવસડે માંડયા જુધ મારા વાલાજી;

સાગરીઆ તમે શીદ થયા છો ખારારે વાલાજી,
કો આગળ જઈ કરીએ કષ્ટ વિસારા મારા વાલાજી;

તમે અમારા દુખડાના છો જાણરે વાલાજી;
પ્રીતલડી ઉપર બંધાણા પ્રાણ મારા વાલાજી,

# વાલાજીના

# મહીના.



થોડેને દિવસડે અમને મળજોરે વાલાજી;
શોભણના સ્વામીજી વહેલા વળજો મારા વાલાજી.
માગશર મહીને મંદીર ખાવા ધાય રે વાલાજી
એકલડી દાસીના દીન કેમ જાય મારા વાલાજી
શરીર મારૂ સરપતણો છે ભારોરે વાલાજી
ઉગરવાનો એકે નથી આરો મારા વાલાજી
જાય મારૂ જોબનીયું ભરપુરરે વાલાજી
આવે દીવસે કંથ ગયા કેમ દુર મારા વાલાજી
નાગરવેલતો નીર વીના સુકાયરે વાલાજી
મુળમાંથી ઉપજી વહેતી લાય મારા વાલાજી
વાલા તમારી વાડીઓ વણશી જાયરે વાલાજી
રોયા વિનાતો પોપટ પંખી ખાય મારા વાલાજી
ધણી વિનાનો નીરધનીયાં લુટાયરે વાલાજી
ગોકુળમાં કેની ઓથે રહેવાય મારા વાલાજી
પીયુજી મારા પુરણ કીરપા કરજોરે વાલાજી
શોભણના સ્વામીજી વહેલા વળજો. મારા વાલાજી
પોષ મહીને પડીઆ અમને સોશરે વાલાજી
તેડાવો જોશીડા જુએ જોષ મારા વાલજી
શા કારણથી નાઠ્યા સુંદર સ્યામરે વાલાજી

તરછોડીને ચાલ્યા ગોકુળ ગામ મારા વાલાજી
બેઉ બાંધવના લખજો કુશળ ક્ષેમરે વાલાજી
વધામણી વાંચતાં આવે પ્રેમ મારા વાલાજી
હૈયામાંથી નથી ઓલાનો ખટકારે વાલાજી
કાગળીઓ લખી મોકલજો કટકા મારા વાલાજી
શાહી વીનાનો હડતાળો ઢેવાઇરે વાલાજી
ભુદરજી તમે કેમ ભુલ્યા ચતુરાઇ મારા વાલાજી
ચતુર હોય તેને ચારે દેશે કુપરે વાલાજી
શામળીઆ સાંભળજો મારી બુમ મારા વાલાજી
ઘડી ગણતામાં માસ વીત્યા ત્રણુરે વાલાજી
શોભણના સ્વામીજી રાખો શરણુ મારા વાલાજી
માહ મહીનાની સેજલડી છે સુનીરે વાલાજી
ગાતરની ધાટડીઓ ભીડુ કેની મારા વાલાજી
બાથલડીતો કેની કડે નાંખુરે વાલાજી
હૈયાના હીંડાળા મનમાં રાખુ મારા વાલાજી
વાવલીઆ તે ઠંડા શીતળ વાયરે
હીમાળો હાલ્યો તે કેમ રહેવાય મારા વાલાજી
અમ ઉપરતો દુખનો ડુંગર વાળ્યોરે વાલાજી
શા માટે શીયાળો ઘેર ના આવ્યો મારા વાલજી

દેહ તણાતો દુખડાં કોને કહીએરે વાલાજી
આંસુડાં ગાળીને થાકી રહીએ મારા વાલાજી
તેજ અમારી આંખતણાં તો ઉલટાંરે વાલાજી
હસવાને રમવા તો સરવે ભુલ્યા મારા વાલાજી
ઓચીંતા આવીને પડીઆં દુખડાં રે વાલાજી
થોભણના સ્વામીજી આપો સુખડાં મારા વાલાજી
ફાગણ મહીને સુંદીર આવ્યા ફુલરે વાલાજી
એ દેખી અંતરમાં ઉપજે શુળ મારા વાલાજી
વસંત રૂતુમાં વીરહ ઉ છે ભારીરે વાલ જી
જવું હતું ત્યારે ઝેરદઇ કાં નવ મારી મારા વાલાજી
ઓ પેલા આહીરડાં ખેલે હોળીરે વાલાજી
સરખી સઇયરની મળી છે ટોળી મારા વાલાજી
ચુવા ચંદન ઉડે અબીલ ગુલાલરે વાલાજી
ભેર ભુંગળને વાગે મરદંગ તાલ મારા વાલાજી
જોરે કળી છે ઘેરઇઆની ટોળીરે વાલાજી
ઓ પેલી પાડોશણ રંગમાં રોળી મારા વાલાજી
હરી અમારે હઇયે હરખ ન માયરે મારા વાલાજી
ગોકુળની ગોપીઓ તમને ગાય મારા વાલાજી

આંવેળા તમે અંત્રીક્ષથી ઉતરજોરે વાલાજી
શોભણના સ્વામીજી વહારે ચઢજો મારા વાલાજી
ચઈતર માસે મોહોરી તમારી વાડીરે વાલાજી
કરમાણાતા તેણે કુંપળ કાઢી મારા વાલાજી
વંદ્રાવનમાં ભારે દાડમ ફાલ્યાં રે વાલાજી
શીતરીઆમાં ભારે દુખડાં સાલ્યાં મારા વાલાજી
ભાત ભાતનાં પુલડાં ફાલ્યાં બહોળારે વાલાજી
લીલાને પીળા રાતા ધોળા મારા વાલાજી
કાળી કોયલ બોલે મધુરા બોલરે વાલાજી
ભમરા ગુંજાવરના ઉડે સોર મારા વાલાજી
ડમરો મરવો ગુલાબને ગુલતોરારે વાલાજી
છોગલડા મુકવાને આવો ઓરા મારા વાલાજી
અગર ચંદનની શોભા નથી અધુરીરે વાલાજી
તેને તળે તો બેસો સભા પુરી મારા વાલાજી
જળ જમુનાના છાંટીઆ છંટાણુ રે વાલાજી
શોભણના સ્વામીજી તમને ભાવું મારા વાલાજી
વઇશાક માસે વાટ તમારી ન્યાળુરે વાલાજી
આંખલડી ઉઘાડી ચોદેશ ભાળું મારા વાલાજી
ઝંખનામાં તો જાય છે આઠે પહોરરે વાલાજી

મંદીરીયામાં નથી વહેતું સોર મારા વાલાજી
જીવ અમારો આકુળ વ્યાકુળ થાયરે વાલાજી
ઘડી એકમાં તો જન્મારો વહી જાય મારા વાલાજી
દુખડામાંથી સુખનો લેતા લાભરે વાલાજી
ઓચીંતો અમ ઉપર ફાટયો આભ મારા વાલાજી
જળના જીવડા દાળ વાદળ કેમ રહેશેરે વાલાજી
તરણા ઉપર કેમ મેરૂ રહેશે મારા વાલાજી
કીડી ઉપર કટક ચડાવી લાવ્યારે વાલાજી
વાલપણમાં વીખના છોડ વાવ્યા મારા વાલાજી
શું નાંખો છો તાણીને તરછોડી મારા વાલાજી
જેઠ માસે જોઇ રહી છું ડેઠરે વાલાજી
ઉનાળો ઉલ્યો પણ નવ થઇ ભેટ મારા વાલાજી
ઘડી ગણતાં માસ ગયા છે આઠરે વાલાજી
આગળ આવ્યા અસાડીના ઘાત મારા વાલાજી
જીવણ તમને બહુ ઘણી લુ વાશેરે વાલાજી
ઉનાળાની આંચે દેહ કરમાશે મારા વાલાજી
પીયુડા તમારી કુમકુમવરણી મોળરે વાલાજી
મંદીરીએ આવીને ચંદન ચોળ મારા વાલાજી
વીંઝણીએ વાવલીયા ઢોળાવુરે વાલાજી

શીતળ જળ ઝારીઓ આગળ લાવું મારા વાલાજી
તારે અરથે આંગણું સ્વચ્છ કરાવુ રે વાલાજી
શીતળ વા સંગાથે રાસ રમાડું મારા વાલાજી
જાદવ તમને ઝીણાં વસ્ત્ર પહેરાવું રે વાલાજી
શોભણના સ્વામીજી લાડ લડાવું મારા વાલાજી
અશાડ માસે આવી મેઘ ધડુકેરે વાલાજી
વીજળીઓ ચમકેને જોર જણુકે મારા વાલાજી
અવધ ઉપર સરવે આવી ઉભુરે વાલાજી
શામળીયા વિણ કોની જોડે શોભુ મારા વાલાજી
ઘેર વળ્યા જે ગયા હતા પરદેશરે વાલાજી
પીઉજી મારા કોનાં ઓઠાં લેશ મારા વાલાજી
આ ચોખડીએ એવો ઉપન્યા નેહરે વાલાજી
પ્રાણ તજુ કે પાકુ મારો દેહ મારા વાલાજી
કાં જાણું જે ભૈરવ જવ જઇ ખાવુ રે વાલાજી
કાશીએ જઇને કરવત મુકાવું મારા વાલાજી
કાં જાણું છે જોગ ધરીને જાવું રે વાલાજી
તમારા વીજોગે ચોદીશ ધાવું મારા વાલાજી
જોયા વિનાનો જંપજ નથી વળતોરે વાલાજી
શોભણના સ્વામીજી શે નહી મળતા મારા વાલાજી

શ્રાવણ માસે શરવડીયાની ઝડીઓરે વાલાજી
એલી નથી ઉઘડતી ઘડીએ મારા વાલાજી
વા વાદળને વાય છે બહુ સોરરે વાલાજી
નાની મોટી નદીએ આવ્યાં પુન મારા વાલાજી
કંથ વીના કામનીએ કેમ ખમાસેરે વાલાજી
પરદેશી પેઉડાની પ્રીત જણાશે મારા વાલાજી
જે તે કાનુડે કંસનું કરયું નીધનરે વાલાજી
તે કાનુંડો કોનું ઠારે મન મારા વાલજી
આ વાલાનો અધુરો ઘરવાસરે વાલાજી
માશી મારી તેનો શો વિશ્વાસ મારા વાલાજી
ઢોરાં ચાર્યાં તેનો તો શો તોલરે વાલાજી
વાટેને ઘાટે દો જુડા કોલ મારા વાલાજી
ભુદરજી તમે ભરવાડા વટ રાખીરે વાલાજી
થોભણના સ્વામીજી જુઓ ઝાંખી મારા વાલાજી
ભાદરવે ભર નીંદ્રા લાગી મીઠીરે વાલાજી
સ્વપ્નામાં તો તારી મુરતિ દીઠી મારા વાલાજી
માંથે મુગટ પીતાંબર છે પહેર્યાંરે વાલાજી
તીલક છાપને ટપકાં કેશર કેરાં મારા વાલાજી
પાતળીયાનો પટકો જોઇને અટક્યીરે વાલાજી

તે વેળાએ દુઃખડાં ચાલ્યાં સટકી મારા વાલાજી
કાને કુંડળ કંઠે મોતી હારરે વાલાજી
જરકશીને જામે ઝળકે તાર મારા વાલાજી
વાંસલડીને વરણાગી શી કહીએરે વાલાજી
ધુતરીઓ દેખીને ઘેલા થઇએ મારા વાલાજી
વધામણી નો આવે વારંવારરે વાલાજી
થોભણના સ્વામી મળીયા મોરાર મારા વાલાજી
આસો માસે આવી વાયસ બોલેરે વાલાજી
ચોકમાં આવીને ચાસડો લે મારા વાલાજી
વધામણી કોઇ લાવે અણી વારરે વાલાજી
કંઠેથી આપુ એકાવન હાર મારા વાલાજી
તરીયાં તોરણ બાંધુ મારે દ્વારરે વાલાજી
ઘરમાં ઘાલુ કુમકુમવરણી ગાર મારા વાલાજી
સોનાને શ્રીફળે પુરૂ થાળરે વાલાજી
ભેર ભુંગળ વજડાવું મરદંગ તાલ મારા વાલાજી
ચાલો સજની વૈકુંઠનાથ વધાવારે વાલાજી
થોભણના સ્વામીજી મંદીર આવ્યા મારા વાલાજી
બારે માસે આવી ઝાલ્યો હાથરે વાલાજી
મોતી વધાવ્યો વૈકુંઠનાથ મારા વાલા

પુરૂષોતમજી પુરૂષોતમ માસ વધેરે વાલાજી
દયા કરી તે દીવાળીનો દહાડો મારા વાલાજી
હરી અમારે આણંદ ઓછવ થાયરે વાલાજી
માનુનીઓ મળીને મંગળ ગાય મારા વાલાજી
શેવક સરવે આરતીઓ ઉતારેરે વાલાજી
અલબેલાજી ઉપર તનમન વારે મારા વાલાજી
ખાનપાનને પકવાન મીઠા મેવારે વાલાજી
જમુના જળઝારીઓ આચમન લેવા મારા વાલાજી
લવીંગ સોપારી એલચી આદરમાનરે વાલાજી
વાળી આપુ બીડેલ ખાસડ પાન મારા વાલાજી
સંપુરણ થઈ હરીની લીલા સોળેરે વાલાજી
ચતુરા ઉભી રહી ચમર ઢોળે મારા વાલાજી
સુખ સજયામાં પોહડાડું નંદલાલારે વાલાજી
વીઠલજી હસીને લડાવું લાડ મારા વાલાજી
જનમો જનમ આપો વાસરે વાલાજી
થોભણના સ્વામીએ પુરી આશ મારા વાલાજી.

ઇતિ શ્રી વાલાજીના મહીના સંપુર્ણ.

મળવાનું ઠેકાણું.

**શા. ચીમનલાલ લલ્લુભાઈ**

ઠે માણેકચોક—અમદાવાદ.

# મહાભારત.



વ્યાસ વલ્લભરામ સુરજરામનું બનાવેલું રાગરાગણીવાળુ કહેવામાં પંકાયેલા વ્યાસ વલ્લભરામની રસિક વાણીથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે તેમનું રચેલું ભારત અતિ રસિક અને મન વાંચ્છીત ફળ આપનારૂં છે. ઉત્તમ ચિત્રો ઘાલેલા ઇંચ લંબાઇ પહોળાઇ વાલાં ૧૦૩૪ પૃષ્ટનું કદ હોવા છતાં કીંમત રૂ. ૬—૮—૦ પોસ્ટેજ રૂ. ૧—૦—૦ જુદો.

# કબીર કાવ્ય.

---

આમાં મહાત્મા કબીરના દોહરા અને તેમાં રહેલો ગુઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં એવો વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે વાંચવાથી સૃષ્ટી, ઇશ્વર લીલા, મૃત્યુ વિગેરે સબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આપે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂ જ્ઞાન આપી નુતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફક્ત એકજવાર વાંચવાથીજ તે વારે વારે વાંચવાની પ્રેરણા કરે એવો એમાં અદભુત રસ છે. આમાં કુલ ૨૦ અંગ છે અને તે એટલા બધા આકર્ષક છેકે તેનો વાંચવાથીજ સારો ખ્યાલ થશે આમાં મહાત્મા કબીરનો ફોટો પણ અંદર દાખલ કરેલો છે. પુસ્તકનું કદ છાપ્યા ઇંચ લાંબું પહોળું કાગળ ગ્લેઝ ઉંચા પૃષ્ટ સંખ્યા ૪૨૦, પાકું રૂપેરી વર્ણવાળું પુઠું છતાં કિમત રૂ. ૩-૦-૦ પોસ્ટ માફ.

મળવાનું ઠેકાણું

**શા. ચીમનલાલ લલ્લુભાઈ.**

ઠે માણેકચોક—અમદાવાદ.